# HOUSE-TAX SONGS

An appeal for Mercy to Honorable

## H M. BIRDWOOD
## M.A. L.L.D.

&c. &c.,

Published by an admirer of
Hon. Birdwood.

બર્ડવુડ પૂજક
ઘરવેરા ગરબાવળી.

પ્રસિદ્ધ કર્ત્તાઃ- માનવંતા બર્ડવુડ સાહેબ
તરફ માનની લાગણીથી જોનાર.

Printed at Surat NEW Sodagur
Press, Kelapit Street.

By Dulabhram Munchharam
સંવત ૧૯૪૮ સને ૧૮૯૨.

**જમીનપર જગીના તે કર કોણ માગે! એ રાગ.**

સહજ સૂખ શાંતિ તણાછે ઇલાજમાં,
હાંરે **માહારાણી વિકટોરિઆના** રાજમાં. સહજ ટેક.
શાણા મિનિસ્ટર, **મિસ્ટર ગ્લૅડસ્ટન**;
હાંરે તેતો સાચા રૈયતની દાઝમાં. સહજ ૧.
**રીપનસાહેબ**, મહા પ્રતાપી;
હાંરે તેતો મંડયા રહે શુભ કાજમાં. સહજ ૨.
ગરીબ નિવાજ, હિંદ તણા મહાત્મા;
હાંરે **દાદાભાઈ** માહીતછે રિવાજમાં સહજ ૩.
સૂબા સાહેબ, લૅન્ડઝ ડાઉન પોતે;
હાંરે તેતો મદદ કરે સ્હેજ વારમાં; સહજ ૪
એવા મજેના, રાજયની માંહી;
હાંરે કેમ સૂરત રડેછે વિલાપમા? સહજ ૫.
કારણ તેનું; વિચિત્ર દીસે;
હાંરે **માહારાણીજી** લેજો ધ્યાનમાં; સહજ ૬.



ગરબો. ૧.

**(જીરે) રોકયોછે ધાટ ગોવાળીએજો. એ રાગ.**

**(હાંરે)** નામદાર લૉર્ડ હેરિસ સાંભળોજો,
રૈયત સુરતની વીનવે એમજો,
અરજ તમોને અમે મોકલીજો;
તમે રાખજો હમોપર રહેમજો. નામદાર. ૧.
કરવેરાની વાત ચર્ચાઇછેજો;

તેથી થયોછે બહુ ઘોંઘાટજો,
ગરીબ લોકોછે સુરત શેહેરનાજો
તેને હૈયે લાગ્યોછે વલોપાતજો; નામદાર. ૨
હાઉસટેક્ષ હાઉ ક્યાંથી આવીયુંજો;
તેતો ખાઉં ખાઉં એમ ગીત ગાયજો;
તેની બૂમેથી ગભરાઇએજો;
કરો એવુ કે બીક સમાયજો. નામદાર. ૩.
કોર્પોરેશનના, કામથીજો;
વધ્યો લોકોના મનમાં ત્રાસજો;
અન્યાય દેખીને જાણીયુંજો;
આતો વળ્યુછે સત્યાનાશજો. નામદાર. ૪.
એક બેની અકકલે દોરવાઇનેજો;
થયા થોડાક સાધનભૂતજો;
બાકીના કેટલાક ભૂલથીજો.
ચોળી બેઠાછે સાથે ભભૂતજો. નામદાર. ૫.
ઊંધા પાટા બંધાવીઆજો.
નીમી નાની કમીટી એકજો;
તેમાં એ ગોટા ગબડાવીયાજો.
જાણે ભૂલ્યા એ સત્ય વિવેકજો. નામદાર. ૬.
કાયદાને કોરે બેસાડીયાજો;
જેથી તોડ્યા સરકારના નેમજો;
પ્રજાના મન પણ દૂખવ્યાંજો;
બેઉ પક્ષનો ખોયો પ્રેમજો. નામદાર; ૭.
ઇશ્વર ન્યાય સામું જોયછેજો;

સત્ય દેખેતો ખુશ બહુ થાયજો,
અન્યાય આંહીંનો દેખીનેજો;
હેતો મનમાં બહુ ચીડવાયજો. નામદાર. ૮.
રાજ્ય રૂડું અંગરેજનુંજો, વળી સુબાછો આપ નામદારજો;
પછી શી ખોટછે ન્યાયનીજો?,
હમને તમારો સાચો આધારજો. નામદાર. ૯.
અન્યાયના કૃત્યો થયાંજો, થયું રૈયતનું અપમાનજો;
અરજી અમારી લેજો ધ્યાનમાંજો,
તમે થજો દીર્ઘાયુશમાનજો. નામદાર. ૧૦.

ગરબો. ૨

પ્રેમની પીડા તે કોને કહીએ હો. મધુકર– એ રાગ.

બર્ડવુડ સાહેબ ન્યાયી, અરજ સુણો; બર્ડવુડ સાહેબ ન્યાયી.
ગરીબનું હિત ચાહી, અરજ સુણો. બર્ડવુડ સાહેબ ન્યાયી. ટેક.
સુરતવાસી, સજ્જન સર્વે; ગયાંછે દુઃખમાં દટાઇ. અરજ ૧.
ઘરવેરાની, વાતો બધામાં, રહીછે બહુ ચર્ચાઇ. અરજ ૨.
અન્યાયોના, કામો દેખી; સરકારમાં અરજી અપાઇ. અરજ ૩.
મદદે રહેજો, સ્હાય થજોજી; આવ્યા શરણ અમે ધાઇ. અરજ ૪.
અન્યાયનાછો, શત્રુ તમેતો; સદગુણની મિત્રાઇ. અરજ ૫.
આસરો હમારે, એક તમારો. માગીએ તમારી દુવાઇ. અરજ ૬.
સુરતની મ્યુનિ, સિપાલીટીમાં; ચાલીછે ઉદ્ધતાઇ. અરજ ૭.
એક બેની અક્કલ, ઊંધી સ્વિકારી; બીજા ગયા દોરવાઇ. અરજ ૮.
સાચી વાતોમાં, ભલે ભળે તે; તેતો ગણાયે ભલાઇ. અરજ ૯.
પરંતુ ભૂલમાં, ભોળવાઇને તે, ગયાછે છેક ફસાઇ. અરજ ૧૦
અન્યાયની વાતોને, કોરે બેસાડી; આપ્યો અન્યાય, દુઃખદાઇ. અરજ ૧૧

મારે વિનંતી, સુણી સુરતની, આપો મદદ હરે ખાંઈ. અરજ ૧૨.

## ગરબો. ૩.

**જવાદો હરી શાને રોકોછો વાટમાં— એ રાહ.**

વિનંતી અમે કરીએ છીયે આ આપને;
હાંરે તમે સાંભળો સુરતના વિલાપને. વિનંતી ટેક
સુરતના લોકો, રાજયભક્તો છે,
હાંરે તમે કાઢોની તેના સંતાપને. વિનંતી ૧.
પરવેરા છે, અણુગમતો બહુ,
હાંરે તેણે પ્રગટાવીયો પરિતાપને. વિનંતી ૨.
કચરા પટ્ટીછે, કારણ એનું
હાંરે તેતો જન્માવેછે ઉત્પાતને. વિનંતી ૩.
ભૂલ ભરેલી, રીતિયે વર્તી;
હાંરે તેણે કીધી હઠીલી વાતને. વિનંતી ૪.
હમે સરકાર, દોરા માનો હમારો,
હાંરે તેણે વરતાવ્યો આવા ત્રાસને. વિનંતી ૫.
સજ્જન સરવે, એવું વદેછે,
હાંરે તમે પૂરો હમારી આશને. વિનંતી ૬.

## ગરબો ૪.

**આગના ગરબાનો રાહ.**

વ્હાય થાઓ હમને આજ, બર્ડવુડ સાહેબ સમો આજ,
કરો એહ પુણ્યનું કાજ, સત્ય ચાહીને.
તમને સુરત પરછે પ્રેમ, રાખોછો હમેશાં રહેમ;
હમે ગુણ ભૂલીયે કેમ, તમે ન્યાયીછો..

દયાળુને કીર્તવંન, એવા શુભ ગુણ અનંત;
તેમાં ન્યાય સત્યની ખંત; તમને ઝાઝીછે.

### સાખી. ૧.

ઝાઝી ખંતછે ન્યાયની, સત્ય તણા વિશ્રામ;
ધિક્કારોછો સર્વદા, અન્યાયોનાં કામ.
અન્યાયોના હોયે કામ, તેનું સાંભળીને નામ;
તપાસોછો તે તમામ, તમને ધન્યછે.
કચરાપટ્ટીએ પ્રથમ, કીધી ઘરવેરાની ગમ;
જાહેરનામા એક દમ, કાઢયા છાપીને.
પંદર દીવસની નોટીસ, કોઇ ચડાવશો નહીં રીશ;
કર લેવોછે અરગીસ, માટે અડચણ કહો.

### સાખી.

અડચણ હોયે વિરૂધમાં, તેનું કરો લખાણ;
અરજી હમપર મોકલો, હરકતનું કરી ધ્યાન.
હરકતોનું કરી ધ્યાન, તમે કરોની લખાણ
તેપર આપીશું ધ્યાન, માનજો નિશ્ચે.
પછી મીટીંગો તો થઇ, વાડેવાડે વાતો ગઈ;
તમાં કસર ન રહી, અરજી આવીછે.
કચરાપટ્ટી તો ગભરાઇ, અરજીઓ ત્યાં નહીં વંચાઇ;
ત્યારે બોલ્યા એક ભાઇ, છે સુરત વાસી.

### સાખી.

સુરત વાસી છે ભલા, સુરતનું હિત ચાહી;

બોલ્યા કે અરજી મહીં, ખોટી ખરી સમાય.
ખોટી અરજી આવી થાય, તે દેખી હૈયું ચીરાય;
મારા મનમાં મન મુઝાય, આતે કેવું ધતીંગ.
માટે સબ્કમીટી નીમી, વાતો કરવી નથી ધીમી;
આ અરજીઓ નહીં ગમી, અહીં વાંચવી નથી.
સબ્કમીટી ખેંચે સાર, તેણે આણી નાંખ્યો પાર;
એમાં લાગે શાનીવાર, તે તો જાણોછો.

સાખી.

અસાર અરજીમાંહોથી, કાઢયો ખાસો સાર;
અરજી થોડી વાંચીને, કાઢયો સહુનો સાર.
સાર કાઢયો સાર કાઢયો, અનિહાંરે સાર કાઢયો.
આતો ઉપલક કાઢયો સાર, તેના રદિયાં પણ તૈયાર;
હાથે લીધો અખત્યાર, બધું નક્કી કર્યું.
કૅારપોરેશને સ્વીકાર્યું, એટલે થયું મનનું ધાર્યું;
કામ સરકાર તરફ કાઢયું, ચલો પાર પડયા!
મિનીટ ભાનુભાઈની આવી, તે તો મનમાં નહીં ભાવી;
તેને મોડી છે જણાવી, ચાલો એ પણ ઠીક,

ગરબો. ૫.

રસીઆ મને જાવા દીજે- એ રાહ.

(હાંરે) સાહેબ તમેછો ન્યાયી, નિષ્પક્ષપાતી સુખદાઇ – સાહેબ ટેક.
બર્ડવુડ સાહેબ ને ધનછે, સૂરતના હિતપર મનછે,
તમે મદદે આવો ભાઇ. સાહેબ. ૧
કૅારપોરેશને વ્હેલું, સરકાર મહીં કામ ઠેલ્યું,

તેમાં કીધીછે પક્કાઇ. સાહેબ. ૨
તમે સૂરતને ચાહોછો, તેના દુઃખમાં ભાગ લિયોછો,
તેથી દુઃખડાં કહીએ આંહી. સાહેબ. ૩
બીજાને કોને કહીએ, અમે તમારે ભરૂસે છઇએ;
તમને વ્હાલી સચ્ચાઇ. સાહેબ. ૪.
સૂરતની છે ગરિબાઇ, 'ધરકર'થી મર રીબાઇ;
નથી વેપાર મોટો કાંઇ. સાહેબ. ૫.
હોહા સધળે થઇ રહી છે, રૈયત ઉરકેરાઇ ગઇ છે;
મન ગયાં છે સહુના દુઃખાઇ. સાહેબ. ૬.
તમે દૂર રહ્યાં શું જાણો, સુખી હશુ એવું ઝટ માનો;
પણ અહીં જુલમ દુઃખ દાઇ. સાહેબ. ૭.
અંગ્રેજ તણા શુભ ધારા, જે બહુજ સુખ કરનારા;
તે અહીં ગયા અટવાઇ. સાહેબ. ૮.
સ્થાનીક સ્વરાજ્ય રતન છે, જે લૉર્ડ રિપનનું ધનછે.
ગયું પાણી તે પર ફેરવાઇ. સાહેબ. ૯.

## ગરબો. ૭.

### માહા કોપ થયો તે કળી કાળમાંજો. એ રાગ.

બર્ડવુડ સાહેબ સ્વિકારો તમે વીનતી જો,
સુરત શેહેરના લોકોની થઇ બુરી ગતી જો. બર્ડવુડ. ૧.
સહુના મનમાં તે લાહ્ય પ્રગટી રહીજો,
ધરવેરાના નામથી પેદા થઇ જો. બર્ડવુડ. ૨.
પાણી સુણીને લ્હાય એ વધી ગઇ જો,
એવા એવા ઉપાયથી હઠી નહીં જો. બર્ડવુડ. ૩.
વાયો વિચિત્ર વાયુ વાર્ડેવાર્ડમાં જો,

ત્યારે હડવા લાગી, હઠીલી, લાડમાં જો. બર્ડવુડ. ૪.
તેમાં હૅરિસ સાહેબને અરજી કરી જો,
નેક નામદારે મ્હેરથી સ્વિકારી ખરી જો. બર્ડવુડ. ૫.
તમો ઉપર ભરોસો હમે રાખીયે જો,
જો કંઈ આપનું અમૃત હમે પામીયે જો. બર્ડવુડ. ૬.
તો તો અમી દૃષ્ટિથી સમી તે જશે જો,
સમી લ્હાય કે સૌ ચિત્ત પ્રફૂલિત્ત થશે જો. બર્ડવુડ. ૭.
માટે કૃપા કરીને બ્હાર તાણજો જો,
સત્ય માટે લડવાને અરજ માનજો જો. બર્ડવુડ. ૮.
કવીયે કહી મધૂર વાણી આટલી જો,
ગરબો સાંભળીને પીડા અડધી ટળીજો. બર્ડવુડ. ૯.

ગરબો. ૮.

**સખી પડવે તે પંથે પધાર્યારે,— એ રાગ.**

સહુએ અરજી કરી સરકારનેરે, આપો દાદ તમે અરજદારનેરે;
નામદાર ગવર્નર સાથે, તમે બર્ડવુડ સાહેબ ન્યાયીરે. ૧.
અરજીમાં જણાવી વાતોરે, વાંચવાથી ખુલાસો થાતોરે;
સાચે સાચો જૂલમ આતો, તમે૦ ૨.
કરાંચીનો વેપાર મોટોરે, તેમાં કર છે અહીંથી ઓછોરે;
વળી અહીંનો વેપાર ખોટો, તમે૦ ૩.
સૂરતની છે ગરિબાઈરે, માટે એનું સારૂં ચાહીરે;
તમે મદદે આવો ધાઈ, તમે૦ ૪.
રાજ્ય ભક્ત થઈ આ કહીએરે, કેમ કાયદાનો ભંગ સહીએરે;
ઊલ્લંઘન સાંખી ન રહીયે, તમે૦ ૫.
અંગ્રેજનું રાજ્ય છે ન્યાયીરે, વળી અત્યંત છે સુખદાઈરે;

તે જાયે ઊલંઘાઇ, તમે૦ ૬.
તમારા સહુના શુભ હેતુરે, તેનું નીર્મળું અમૃત વ્હેતુંરે;
તેને વળગ્યો અહીંઆં કેતુ, તમે૦ ૭.

ગરબો. ૯.

(વાહવારે સૂરત શ્હેરં, તૂં તો બહુ સારૂં. એ રાગ.)

રહો બર્ડવુડ સાહેબ ક્ષેમ, સુખમાં બહુ જીવો;
રાખો સૂરત પર પ્રેમ, સુખમાં બહુ જીવો. ટેક.
શ્હેમ નજર છે સુરત ઉપર, હંમેશા છે મ્હેરરે;
તેવીજ રીતે ચાહે તમોને, આખું સુરત શ્હેર. સુખમાં૦ ૧.
સુરતમાં જેમ હોપ સાહેબે, આશા શ્રેષ્ટ રખાવીરે;
માન પ્રતિષ્ઠા બહુ મેળવી, અમી દૃષ્ટિ દર્શાવી. સુખમાં૦ ૨.
તેવીજ રીતે સુરતીઓના, મનપર રૂડી છાપરે;
ન્યાયી સુખદાતા છો પોતે, માનવંત છો આપ. સુખમાં૦ ૩.
સુરતની વાતો હમણાંની, થઇ છે કેવી પેરરે;
તેનો ખ્યાલ નહી એમ આવે, થયો છે અકરાકેર. સુખમાં૦ ૪.
અંગ્રેજી આ રાજ્ય મઝેનું, તોએ એવું થાયરે;
તેથી આવી નવાઇ લાગે, મન બહુ બહુ દુઃખાય. સુખમાં૦ ૫.
વળી આપના જેવા જ્યાં છે, અમલદાર ગુણવંતરે;
લૉર્ડ હૅરીસે કીર્તિવાળાં કાર્યાં કામ અનંત. સુખમાં૦ ૬.
નામદારને મહા કૃપાળુ, રાજમાત મ્હારાણીરે;
તેનો ઢંઢેરો છે કેવો, ન્યાય તણી એંધાણી. સુખમાં૦ ૭
અમને સાચો એક આસરો, તમ પર છે વિશ્વાસરે;
રાજ્યનીતિનો [illegible]ાર કરીને, કરશો નહીં નિરાશ. સુખમાં૦ ૮.

## સવૈયા ૧૦.

### તમે અજાણ્યા અમે જાણીયારે—એ રાહ.

અલ્યા મીટીંગો કેમ મેળવોરે, તમે હુલ્લડી હુલ્લડ કુળવોરે;
તમે જાણો છો, નાદાન હમે તો, રાજ્યનીતિ જાણીયેરે. ૧
તેમાં હરકત તમને શું થઇરે, તમે અડચણ લખવાની કહીરે;
ત્યારે શાને કરો અપમાન, હમેતો; રાજ્ય ભકતિ જાણીએરે૰ ૨.
હાથ કડીથી તમે બીતા નથી કે? , કમકમ ટેક્ષથી શું ડરતાં નથીકે?
તમે કેવા છો બળવાખોર, હમે તો રાજ્યનીતિ૰ ૩.
એવી ધમકીને ધમ પછાડથીરે, કમકમ ટેક્ષ તણા કમકમાટથીરે;
બીએ શાને, છે અંગ્રેજી રાજ્ય, હમેતો રાજ્ય ભકતિ૰ ૪.
ત્યારે ભલે મીટીંગો મેળાવોરે, ગાઓ દ્દંને દુશ્મનાઇ કેળવોરે;
તમે થાઓ વાંદર સેન, હમે તો રાજ્યનીતિ૰ ૫.
ગાળ દેવાની રીત શીખ્યા નથીરે, રામચંદ્ર જીત્યા વાનર સેનથીરે;
રામે તારી રાવણની દેહ, હમે તો રાજ્યભકિત૰ ૬.
મી૰ ઑસ્ટિનનને ભેરવી આવશુંરે, મી૰ વેરને ઉંધું સમજાવશુંરે;
પછી કરશો શું, લાલાજી, પેર. હમે તો રાજ્યનીતિ૰ ૭
એ [illegible] વિચક્ષણ ન્યાયી છેરે, તેને ખરી ખોટી સમજાઇછેરે;
તેનો કરશે [illegible] ફડઘૂત, હમે તો રાજ્ય ભકિત૰ ૮.
ભવાની [illegible]ું ઘર તોડાયુંરે, તેનો વાંક જોઇ મન દોડીયુંરે;
તોએ તપી ન આવી શાન, હમે તો રાજ્યનીતિ૰ ૯
તમને તો **ભવાની** સ્હાય છેરે, માટે એવાં પરાક્રમ થાય છેરે;
હમે પ્રજા છૈયે વફાદાર, હમે તો રાજ્યભકિત૰ ૧૦.
ખબરદાર ગરબા ગવડાવશોરે, તમે ફજેત કોરટમાં થશોરે;
ગાનાર તથા જોનાર, હમે તો રાજ્યનીતિ૰ ૧૧.

હુકમદારને તાબેહમે સહુરે, બડી વાતો વદો મુખથી બહુરે;
તમે શાને કરો છો પહેલ, હમે તો રાજ્યભક્તિ૦ ૧૨.
પ્રભૂ તમ પર આથી રૂઠશેરે, અમ ઉપર તે બહુ ત્રુઠશેરે;
ચશે ખૂબ કહેશે શાબાશ, હમે તો રાજ્યનીતિ૦ ૧૩.
પંચ વાણી કહે તે પ્રમાણીએરે, પ્રભુને ત્યાં તેમજ જાણીએરે;
સત્યનો બેલી પરમેશ, હમે તો રાજ્યભક્તિ૦ ૧૪

## ગરબો ૧૧.

### કેદી બન્યોરે ભૂપાળ. મલ્હારાવ.—એ રાગ.

પ્રજાના મંન દુઃખાય, સૂરતમાં કેર થયો રે;
ઘરવેરો ચર્ચાય, સૂરતમાં કેર થયોરે— ટેક.
બર્ડવુડ સાહેબ ન્યાયીછો, કરજો અમને સ્હાય;
અંતઃકરણથી આપને, આખું સુરત બહુ ચ્હાય. સુરતમાં૦ ૧.
પ્રજા ઘણી દુ.ખી થતાં, ગઇ છે ઉરકેરાઇ;
ઘરવેરાના નામથી, થઈ ગઇ છે દુઃખદાઇ. સુરતમાં૦ ૨.
મીટીંગોમાં સહુ મળ્યા, ભેગા વાર્ડેવાર્ડ;
સુલેહ થકી કીધું સહુ, કર્યો નહી કંઇ બગાડ. સુરતમાં૦ ૩.
હાથ તાળી આપી હતી, એક જણે સાક્ષાત;
વાણીયા ગત નહી આવડી, વંઠી ગઇ સહુ વાત. સુરતમાં ૪.
ઘર વેરા તરફેણના, મેંમ્બર બેને ખાસ;
રાજીનામું આપવા, કીધી અરજ દરખાસ. સુરતમાં૦ ૫.
એમ સૂરત ચગડોળમાં, ચડી, રમે છે રાસ;
પ્રભૂ પાસ માગે સહૂ, પૂરો મનની આશ. સુરતમાં. ૬.

## ગરબો ૧૨.

### આવો તમો શીવશંકર ભોળા.—એ રાગ.

હરદેવરામ શાબાશ છે તમને, કિધા તમે પાવરધા હમને. હર૦ટેક,
બિધા નહીં કોઇ થકી મનથી, હિંમતની કિંમત નક્કી નથી;
તમને શુરવીરને ધનધન છે, હર૦ ૧.
ખરા નર એક તમે સાચા, વિદ્વાનની વાણી મહીં જાચા;
પ્રભુતણી મ્હેર તમો પર છે, હર૦ ૨;
હોયે સિંહના તે સિંહ જેવા, વળી વાઘના પણ છે તેવા;
ચિત્રે કોણ મોરં તણાં ઇંડા?, હર૦ ૩.
જસ્ટિસ નાનાભાઈ હરીદાસના, થયા બોલબાલા સ્થળેસ્થળમાં
તેના ચિરંજીવી તમે તેવા, હર૦ ૪.
વાહવા! નામ તાત તણું તાર્યું, મીત્રોને ખુશ કરવા ધાર્યું;
સ્હેરીઓને સ્હાય થયા ભીડમાં, હર૦ ૫.
અસલથીજ વીદ્વત્તા ભારી, 'ગુજરાત મીત્ર' કહે છે ખોંખારી;
તમે "ગુજરાત શોભાવ્યુ" છે, હર૦ ૬.
ઘેર ઘેર નામ ગવાયે છે, મીત્રો તેથી બહુ હરખાયે છે;
જુગેજુગ જીવો ઘણા સુખમાં, હર૦ ૭.



